॥ શ્રી પરમાત્માય નમ ॥

# ફુલનો હાર.

( દીલખુશ ગાયનો. )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મંગળદાસ જોઈતારામ બુકસેલર

રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદમાં પીરમશાના રોજા સામે
ના ચીમનલાલ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૬૨—સને ૧૯૦૬.

આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

કિંમત રૂ ૦-૪-૦



# ફુલનો હાર.

૧ અશ્રુમતી.

જપતી પ્રીતમની જપમાળ જુલતી જો અલબેલી.
જોબન રસરંગે જોની આ બની ઘેલી.
વ્યાકુલ વૃક્ષના વિણ વ્હાલી વેલી—જપતી.
તનમનમાં વ્યાપી રહ્યા, જોબન વસંતજંગ.
રશભોગી રસીઆવીના, રમસો કયાં રસ રંગ,
જાણ્યું નજડિઓ કોઇ, રસીએ રંગીલો.
ચપચપ કરતા લેતી જા તું ચળેલી—વ્યાકુલ,
પેટ દુઃખે શીર કુટતાં, સંકટ બાન સમાય.
બળતાને બાળી સખી, હઇડે શું હરખાય.
વાહા અકલાએ શાને છેલ છબીલી. વ્યાકુલ,

૨

ાકને આંગણે ચાંદનીરે, ખીલી રૂપેરી રંગ.
રંગરે આવો સાહેલી રંગ માણવા,
હૈયા ખોલીને બહેન બહેનરે, વાતો કરી લ્યો વહાલની.
વહાલા વસે વીદેશમાં, બાળા બાલે વેશ.
સૈયર સાશા મોકલુ શાણાને સંદેશ,
કુંજલડીરે સંદેશો અમારો, જઇ વાલમને કહેજોજીરે
પ્રીતીકાંઠાના અમે પંખીડાં, પ્રીતમ સાગર વીના સુનાસુના જીરે
કુંજલડીને વહાલો મેરૂસણ,
અમને અમૃત ખાણ વહાલા પ્રીતમ પ્રાણ.—કુંજલડીરે
સાહેબો મારો સુલક્ષણો એઠા જુઠા ખાય
ઘરની સુખડી ના ગમે સોગન જુઠા ખાય
તમારા સમ જો તમે મને વહાલા જુઠડા સમ શીદ ખાવોછોજી

પીયુ તમારૂ મનડુ માને તીહાં જાયોછો
ઘી ભર્યા ઘેબર ઘેર રઝળે છે ફુશકા ખાવાને ધકા
ખાયોછોજીરે

સોલ વરસની સુંદરી સ્વામી વરસે સાઠ
બોડું જોઇ મોહી રહ્યા લાડકી કરંતી લાડ
પગમાં કાંટો વાગ્યો નહીરે જીવું હુંતો નહીરે જીવું
મારા સગી નણંદના વીર હો રાજ—પગ
તેડાવજો મારા બાપજીને જોગી જતીને તેડાવેજી નહી જીવું

૩

પ્યારી વાતો મધુરી કરો પ્યારની કાંઇ ખાતર કરો દીલદારની.
દયોને લેજત જોબનના શ્રંગારની
બોલો બોલ બાળા મદનના બહારની
ઘુંઘટ ખોલો બાલા બેલો દીવાની જુવાની દીલચારની
સુણો વાત સુણાવુ વેવારની બીક રાખો ખુદાના મારની
બધી ગધામસ્તી આ સંસારની નહીં ચાલે હજુર કીરતારની
જમડા ઝાલે પુરા પછાડે હેવાની નાદાની મુકો કાંઇ પ્યારની

૪

કરમ કરે તે કોઇ ન કરશે મુરખ મથી મરશે
ભલે બાંધિને નાંખો સાગરમાં કર્મે તાર્યા તરશે
ઘંટી ના ગાળેથી પણ જીવ કરમે ઉગાર્યા ઉગરશે
સુખ દુઃખ શાળાના કર્મ મેતાથી ઠાઠ નઠોર ન ઠરશે
ભાતામાં ભુલે જીવ મુસાફર સફલ થાયે કેમ પછી સફર
ચપળ ગતીના વચમાં ચકર વાટમાં
વામા વસમી ઝીલવી ટકર વીરલા નર તરશે

૫

નહીં આવું શ્યામરે, નહીં આવું કાનરે
મારે ઘેર શામળીઓ મેમાન છે.
રંગ રસ પ્યાલો વાલા પીતારે જાજો
દોસ્તીની વાલા આ દુકાન છે—નહિ
સોના રૂપાનું મારૂં બેડલુંરે વાલા.
પાણી ભરવામાં મારૂં ધિયાન છે—નહિ

રંગરસ રસબસ લાલા રમવાને કાજે
શોખી નર પુરો સુલતાન છે નહિ

૬

ચાલો મારા ચતુર સુજાણ—હાં હાં
મારો નહીં નયનના બાણ—હાં હાં
કાળજે ઉતારી તારી મુરતી રસીલા પ્રાણ—ચાલો
ઘાયલ કિધો તે પ્હેલા ધુતારી મારી નયનનો માર
દાઝયા ઉપર લુણ વચન લગાડી પુરો કર્યો લાચાર
નખરેથી છેલ નાજુક નાજુકડી માર્યો ત્હેં હાય હાય ઠાર ઠાર
રસિકવર માર્યો ત્હેં હાય હાય ઠાર ઠાર—કાળજે

૭

નથી જગતમાં સાથ સબંધી વિના ત્રિભુવન નાથ
શું ફોગટ ફાંફાં મારે મુરખડા ભરે આભથી બાથ
કમળપત્ર પર જળ બિંદુને સુકાતા શી વાર
શ્રાવણની જળ ભરી વાદળીઓ વીખરાતાં શીવાર
જીવ તારે સમજવું તેવું આખર નહીં લેવું દેવું
જીવ જવું ખાલી હાથ અંતમાં પાપ પુન્ય સંગાથ

સાખી

પંથી જીવ પામી ગયો નવગઢ નગર બજાર
સોદાગર સમજી જઇ કરો પુન્ય વેપાર.

૮

અરે હું મસ્તાન પ્રેમની મુને કોઈ ન છેડોરે
કોઇ ન છેડોરે ભલા મુને કોઇ ન છેડોરે.
લાચાર હું બીચારીહું શીદ દયો કેડોરે
જુવાનીથી દીવાનીહું મારો છોડો છેડોરે
" પ્રાણદાનછે પ્રીતમાં પુછી કરજો પ્રીત
પ્રા દાનતો સહેલ છે કઠણ પ્રીતની રીત "

૯

ધીરી ધીરી સુંદરી જરા ધીરી તારી વાંસે લીધીછે ફકીરી
નયન મીલાવો પ્યારી હસી બોલાવો
આપીશ આખી અમીરી—એજી
રૂપે રીઝાવું કેતો સોને મઢાવું

દૂર કર તું દીલગીરી—ધીરી
ધીરા ધીરા કુંવર જરા ધીરા
સગા માડીના જાયા ઓ વીરા—ધીરા
જેવી પોતાની તેવી નારી પરાઈ
પરસ્ત્રી પરભવની પીડા—એજી
રાવણ રોળાયો દુર્યોધન દબાણો
કીચકના થયા ચીરા-ધીરી

૧૦ દોરંગી દુન્યા.

કર કર પરવર ! અમ પામર પર નજર જરી !
દાદગર દાવર મારારે, કરમ કંઇ કરી-કર કર.
અમ નાચારી મંહી તારી કરો ભારી ઉમીદ્વારરી
આ દાતારી ! તુજ દીલદારી થકી તારી માંગુ યારી
દાના ! પગે પરી—
પરીતાપ, ઓ બાપ ! તું કાપ હારી;
અરજી એ સુનો ખરી, મરજી મુજ હૃયે ધરી ! દાદગર.

૧૧ સૌભાગ્ય સુંદરી.

ચાલો સાહેલી [૨] ભુવનેશ્વરીનાં સૌ મળીને દરશન કરીએ.
દુઃખ હરનારી સુખ કરનારી મુરતી માની અંતર ધરીએ
ભાવ ધરીજો પુજન કરીએ તો ભવસિંધુથી તરીએ
ચુવા ચંદન કુમ કુમ કેસર અરચત કરીને મન ઠરીએ
અબીલ ગુલાલને પુષ્પ માળથી માને વધાવી મંદિર ભરીએ.

૧૨

પરણાવે માબાપ છોકરાં જોડ જુવે નહીં સુખકારી,
થાય કજોડામાંથી ખોટું અપજનું દુખ બહુ ભારી;
અણગમતો વર અબળાને એ ન્હાનું રમવાને જારી,
સ્હમજોરે શ્યાણા સદભાગી, દિન દિન વધતી ખુવારી.
તામે મ્હોટા કામે ખોટા લાજ બને થપ્પડ મારી,
બાળકને પાળી નવ જાણે એ નર મુછાળી નારી;
કુલ જોઈ કુલવાળા બનતા રડે રાંડિયા અવિચારી
ફટફટરે ફોકટ કુલણજી બાળકને નાંખ્યા મારી.

૧૩ ઉમાદેવડા.

જા જારે શું રીસાય રસીલી નજર મીલાવીલે (૨)
ચટપટી ચિતમાં લાગી ચતુરા ચેહેરા જોવા દે,
હીરા મોતી માગ્ય મધુરી, ઝાંઝર ઝુમણાં લે
માન અગન તનમા લાગેલી તરત બુઝાવી દે.
સરાતા નથી સ્નેહેતીરે સલુણી મરમ વચન મુકી દે,
કલ્પલતા છબીલી તુજ છાયે, પામર પંથી લે.

૧૪

મુને સહાય કરશે મારારીરે વારે ચડશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી,
એની ચિંતા કરીશ નહી મારી મુને.
મંજારી બચ્ચાંને બળતાં ઉગારી.
મોક્ષ દીધો ગજેન્દ્રને તારી
દ્રૌપતીનાં ચીર પુર્યાં
થાશે તે સહાયકારી. મુને.

૧૫

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો
બોલો બોલો મેના બોલાવે, ડોલો રંગરસિયાજી, ડોલોરે
જરી ડોલો ડોલો ડોલો, પ્યારી ડોલાવે
મેના તારા વચનનીવિણ, લાગીલાગી લલિતલ્હે લાગી
મેનાં વહાલી મેનાકે નાક હે પણ જાગી,
જાગી જાગી અજબ જ્યોત જાગી,
પ્હેલાં પોપટજી પ્યારા રામજી સંભારો
વ્હા વ્હા મેના શું સતી સીતા વિચારો.
ચતુર સુજાણ સીતારામ ઉચરાવે
પોપટજી પાંજરૂ સોનાનું સજાવું.
લાડ લીહું લાલચું નથી કે લલચાવું
સોને રૂપે શું લીડ ભીતરની ભાગી ભાગી૦
રૂડા સુડાને રંગે રંગે રમાડું પાંખે ધારીને ફળ મીઠાં ખવાડું.
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે. બોલો.

૧૬ વીણાવેલી.

ફુલ્યો સખી સુણિનો શણગાર હાર,

ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા,
જોને પ્રેમ ઘેલી ભુમીનાર દેદાર,
જોને કાલે સૃષ્ટિ આનંદમાં ઓહો૦
ધન્ય ધરા સુંદરી ! તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તિ પાઠ પઢાવતો, સાધીને એકાંત,
ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરેરે,
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાંતિ ચિત સ્મરેરે
ધરોને બહેન ! ધરતી માતાનું કહ્યું કાન,
પ્રિતેથી કરો સંસાર સુધારસ પાન-ધરણી૦
ચંદ્રસુખે ચીડાઈને, તારાના મુખ શયામ,
સદગુણીનું સુખ ભાળીને, રમે દુષ્ટના રામ.
સખી ! જેને પતિનું માન-તેના ગાંધર્વ ગાએ ગાન,
પામે દેવી સમાન સન્માન, રમે રામા રસિક લઇ તાન.
ધરણી નાર સમગૃહિણીએ, સેવે સ્વામી પાય,
ચતુર ચંદ્રસમ ધણી મળે, જય જય ત્યાં ઉચરાય.

૧૭ જુગલ જુગારી.

વ્હાલમજી સાડી ગુલાબી મંગાવો,
પોલકા બનાવો મોતીડાં ટંકાવો.
બંગડી બે હીરાની, મોંઘી મઢાવો-વ્હાલમજી૦

સાખી.

મુરતમાંજ જણાય છે ધુતારાના ઢંગ
જેવો વાનો પુરશો તેવો ચડશે રંગ
હાંશીના હુલાસમાં રસીલી તારી રીસાઇએ-વ્હાલમજી૦

૧૮ કામસેન રસિકા.

હા ઉઠીછે દુઃખની દીલમાં શી રીતે ઠંડી થશે
આશ લાગી છે જેમાં સુજને, શી રીતે પુરી થશે-હા
નજરે દીઠી મેં જે નારી, પરણુના જોએ સાથે મારી,
તો તો જીંદગી આ આકારી, કેમ કરીને પુરી થશે-હા.
મેં તલવાર કે સ્ત્રીને મારી, તેવી જોને આ નેન-કટારી
કમલાક્ષીનાં નયનાં કારી, તો ઘા કેમ કરી રૂઝશે-હા૦

૧૯ કુંદબાળા.

કુંદ્ર ચેટક લગાડી રસીલી કેમ દેહો રહે તું હણ લી-કુદ

કાળજડું કોરી તેં ચીંતડું ચોરી, કેદી બનાવ્યો રંગીલી! કં૦
દાદ ન લેતું દવાએ-દેતું ! રવલાવે કાંતું હઠીલી કર્મા.

૨૦ મેવાડનો પ્રતાપીચંદ્ર

અલબેલીના ભરથાર, તમે ચાલો,
હાય હાય નખરાલી નાર તું લટકે મટકે હું બેજાર
છબીલીના છેલા યાર; તમે.
વાહ ! છેલા અમે દીલદાર તું છો આહા ! ઇંદ્ર પરી અવતાર
રસીલીની રસિક શણગાર; તમે,
લાલ રંગે જમાડું રાજ, પ્રીતી રસમાં ડુબાડું આજ
ઓહો સફળ આજ સૌ કાજ, મેરૂં મારો તું શીર
તાજ છબીલી૦

૨૧ કરણઘેલો.

જાઓ જાઓ ન સતાઓ સાંવરીઆ
મોરા નાજુક તન ગલજાર,
વાપે કીની ફુલ સીંગાર,
કાંહે નજર લગાઓ સાંવરીઆ-જાઓ.
મોરા જોબન ઝુમકે દાર, દયા ધરો દીલ મોઝાર,
હુદો કહે સરમાવો સાંવરીઆ—જાઓ.

૨૨ વીક્રમચરીત્ર.

એ૦૦૦૦૦માથે મહુકી લઇ જાઉં,
પ્યારા લેહેરી લાલને દુધલડાં પાઉં-એ૦
હું ગોવાલણ નાનિ નારી, પ્યારો મારો છે વિહારી.
રંગ રમાડી રીઝાઉં-પ્યારા૦-એ૦

૨૩ પ્રેમ-કળા.

અતુલ શૃંગાર છો-વાહરે-વાહરે,
હૈયાતણા હારછો-વાહરે-વાહરે,
સંસાર સુખ છો વ્હાલી મારૂં તું
તું મુજ જીવન આધાર છો-વાહરે-વાહરે
પ્રાણ છબી શું ચીતરી, વારૂં તન મન ધન.
ભાગ્યોદય મારો થયો, મલ્યું અમુલ્ય રતન.
જન્મ સાથે કમારૂં સરવ પીયું તું,
જડાઇઆ હૃદય મોઝાર છો વાહરે-વાહરે. અતુલ૦

૨૪ વીરમંડળ

ઉડી આવે પંખીડા લાવે પંખીડા સંદેશ-હાંહ
પીયુ તારો ઘેલી પંથ સીધારયો લીધી વાહ વીદેશ.
એકલી અટુલા સુખી નારીને બાળે વેશ-ઉડી૦
માયન મેરી હોયન મોરા, શાનો પડયો અંદેશ.
ભામની ભોળી ભુલી ભટકે—એકલી

૨૫ મુળરાજ સોલંકી

રંગે ભર્યા આવો આવો રસીલી તેથી હૈયાં શું ચાંપીએ
સુરત મીઠી મીઠી છેલ છબીલી હેતેથી હોઠામાં છાપીએ
ફુલાં ફુલાં ઝીણાં પલ્લવ સમાણા ચુંમુ અધર લાલ પ્રેમથી
ગોરા ગોરા ગાલ ઉપર હું રાણા મારૂં તો જરાક એમથી.
વાહ વાહરે ઘેલી વાહ વાહ છબીલી.
પોતાનાં કીધાં ન ભુલીએ બદલામાં બાહુથી બાંધી રંગલી
આવો ઝુલાપર ઝુલીએ. રંગે૦

૨૬ અશ્રુમતી

તગદીર ખુલા તસવીર નજર આતી હે,
માસુક તુંહી બુલ બુલ મુજે ભાતીહે;
તેરે ગાલ ગુલાબી નેન અજબ કાંતીહે,
તેરી પતલી કમ્મર જેસી કમાન મીલજાતીહે.
હુસ્નોપે તેરે મેભવર કમર બીલહારા.
તેરી નાજુક અદાને મુજે જાનસે મારા,
તેરી આંખ ચમકતી રાત દીન દો તારસ
તેને માસ ચસ્મ સમસેર ખેંચદો ધારા.

૨૭ ઉસાદેવડી.

છોડો છોડો છબીલા, જાઓ હઠો હઠીલા.
મારી લુટાશે નવલખ લાજ—છબીલા૦
તમે મ્હોટા પુરૂષ મહારાજ, પાણી મ્હેલાં.
બાંધી દયોને પાજ. મારી.
વાહ વાહ વચન રસીલાં, તારાં નયન રંગીલાં
ગોરી ગાળ ગરવસ ગુમાન-રસીલી પ્યારી૦
લાગે જેને પ્રીતનુંજ તાન, ગણે નાના
મોટા સો સમાન. ગોરી.

કંથને કંથે જગમાં બધા, વિરલા પાલણહાર;
પ્રીત ભગત ભામા સદા, વચન નિભાવણહાર.
મુકો માનુની ગુમાન, શાણા દાસી છું
તારી સુજાણ
ચાલો ચાલો ચતુર પ્રિય પ્રાણ-છોડો૦

૨૮ ચંદ્રહાસ

થયાછોરે પતી તેજ પ્યારિ તનના, ઉર હુસિ વરિ આજે.
છેલ છબીલા, રૂડા રંગિલા, રાજપુત્ર પ્રખ્યાત,
જોયા આગે, અનુરાગે, ચીત લાગે, કેમ ત્યાગે, પ્રભુ
મેં તનમન તમને અરપ્યું થઈ રાજી-થયા૦
કૃષ્ણ કૃપાએ તમોજ મળીયાં, દીલમાં જે ચીત ચાહ
નોતું નક્કિ, નોત્તી વક્કિ; નીસા પક્કિ, વીધી લખિ;
પ્રીયા ઉત્તમ તનમન બની દેવ સુંદરિ,પદમણિ મળી આજે.
મ્હેલ જતાં તે દી તરછોડિ, હવે ન મુકું હાથ;
આલો આવું, મન ભાવ્યું, કેમ નાવું, પ્રયિ કહાવું,
હવે હાજર છું તનમન ધન દેવા, જેમ પ્રેમ છાજે. થયા.

૨૯ સૌભાગ્ય—સુંદરી

ધીમા ધીમા ચાલોને મારા પ્રાણરે,
પગ નાજુક તમારા આ મચકાઇ જાશે, કમર લચક ફા
જાશે, ઓ સુજાણરે.-ધીમા૦

૩૦

નાજુક વેલી ફુલસમી, કોમળ આ તુજ કાય,
ધડકે છાતી શ્વાસથી, એ ચંચળથી ઓળખાય,
પરસેવાનાં બીદું આ બાઝયાં મુખે,
મુખ રાતુ થયું થાક અતિ દુઃખે,
આ છાતીપરે લ્યો વિસામો સુખે, ઓ-સુજાણરે-ધીમા૦
જરા નચાવ નખરાવાળી
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા,
લટક મટક અને ચટકતી ચાલ આમ, ઝાંઝરથી ઝમકાળીરે
જરા નચાવ નખરાવાળી.
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા

દયો ઝટકો મટકો ચટકો આ, આલી સતાવો શું ઠાંસીરે
જુઓ નાચે આ નખરાવાળી.
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા.

૩૦ કૃષ્ણ ચરિત્ર

નમો ગોપાળ નંદ નંદન ગોવીંદ નમો,
શ્રી ગોકુલચંદ નમો
પુરણાનંદને, બાલ મુકુંદને,
દેવ સકલ વંદ્ય નમો-નમો,
કાલિય ગંજન હરિ નમો
વંદુ આત્મારામ,
પુરણ પુરૂષોત્તમ નમો
સદાય પુરણ કામ,
ગોવર્ધન હાથે ધર્યો,
ગોકુલ ઉદ્ધાર કર્યો,
ઈંદ્ર તણો ગર્વ હર્યો,
આનંદ કંદ નમો—નમો.

૩૨

જાણી જાણી સખી અજાણી બની બહુ સ્યાણી
બની દીલજાની બની—જાણી
નહિં છેડો નહિ છેડો વ્હાલીજી મુક કેડો
એ નાથ વિણ ના ગમતું.
( કાંથી ગમે ) રંગીલો રસીલો છબીલો
સુઘડ કનક ચિતમાં ચોર રમે
બહુ બોલી, અંતર છોલી, ખરે ઘેલી.
તું મન મેલી હટ જા ખસ જા
મુરખી દુર થા
હા હા હા હા—જાણી જાણી

૩૩

કહોજી આપ દેશ કીયો વેશ ખુબ ન્યારો
ખુબ ન્યારો તે ચેરો અતિ પ્યારો-કહોજી
જની રમાડો પ્રીય મેમાન થઇને
કામાગ્નીથી ઉગારો --કહોજી

પ્રિય તમારિ જાણી લ્યોસુજને
મુકીદ્યો ખોટા વિચારો —કહોજી.

૩૪

બટવા ગુંથન દે મેરી જાન બટવા ગુંથન દે
મોરી પ્રિયાકા આલા જોબનવા બટવા ગુંથન દે
ચીકનેમે ચીકના પીપળકા પતા ઉસ્સે ચીકના ઘી છે.
ઉસ્સે ચીકના પ્યારીકા જોબન યારોકા લલચાયજી-મોરી
નદી કીનારે બગલા બેઠા ચુન ચુન મછી ખાય
બડી મચ્છીકા કાંટા લગા તલપ તલપ જીવ જાય-મોરી.

૩૫

દવ લાગ્યો દલડામાં જાનાં કયાં જઇએ ઠરીયે
કાં જઈ ઠરીયે અમે બળી મરીયે ઉભા બળી મરીએ
ગંગા જમનાને તીરે ગાડર સોડયાં રેઢાં
તારી પાસળ પાસળ ફરીએ અમે દાડી ફરીએ
લખરડો લાડો હું લેખરડી લાડી હું
હરખ હરખાં સોડી હીંદ વરીએ જુડી હીંદ વરીએ
ઘરડો ગોઝારો ગોતી હું હર્ખ માણવાની
નેહ લગાડી વછવો નવ કરીએ ભુડી નવ કરીએ
કુંવારા કામળી ઓઢી આણે સારીરે
જાત જનમારે જીવડા ખડસું ચરીએ ખડસું ચરીએ

૩૬

પીયુ સંગે, રસ રંગે રમીશું જમીશું ઉછરંગ
ભાત ભાતનું ભાત હું લાવી આવી ઉમંગે.
ચડવાનો રસ અંગે
ભર જંગલમાં મંગલ મારે પ્યારા પ્રસંગે વશ કીધીરે,
ઉમંગે પીયુ.

૩૭

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી
હું હું બીજી કે કંથ, આપનીજ પ્યારી—નજર.
હેમ પ્યાલો હાથમાં ને માંહી મીઠું દુધ
પીધું શ્યામા પાસથી, શું તેની ભુલ્યા શુદ્ધ
કોણ હતી કંથ એતે દુધની પાનારી-નજર

૩૮

કળજુગમાં બળ કામદેવનું, યુવા થતાં ઉભરાશે;
નિજ ઘરમાં સુખ નહિ નારીને તે પર ઘરમાં જાશે;
મુખ સઘળું ખાશે, અંધ બન્યા પસ્તાશે,

૩૯

જનમારો આકારો મ્હારો છે,—(૨)
અંધ બન્યો થઈ આંખો અલગી વિવીધ પ્રકારનિ વ્યાધી વલગી
પુત્ર વીરહ દવ ઉઠયો શલગી જાહીર જગ આ ખારોછે—જન.
દક્ષીણ ભુજ પડયો મુજ રણમાં કેમ હવે હું લડીશ અરીગણમ
વીજય વીશાર્યો છે નીર નયણુમાં વ્રધ શરીરનો વારોછે-જન.
પ્રગટયું પાપ પરમ આ પુરનું તનય રત્ન ટાલ્યુ ભરતુ શુરનું
રાજય થશે હવેતો કોઈ કુરનુ નકી આ દીવસ નઠારોછે.જન.

૪૦

ઓ અવચારી દુર્ગણ ધારી, ઇજત તમારી ફુટફુટ ફેલ
શાની માયા આપ કમાયા બેટા ખાયા ખટખટ ખેલ.
ટેવ નઠારી લુચ્ચા તારી ઠગ વેપારી સટપટ મેલ;
સદગુણ છાયાં શુભ કહેવાયા, મુરખ મરાયા ઝટપટ જેલ.

૪૧

જોડી જુગલ જુવોરે નરનર કજોડાંને નહીંજ હળે;
અણુજુગતમાં નહી સાર જુગલ વિણ જીવ ન મળે.
જુવતીને જોબન બહુ આવ્યું અણસમજુ વર બાળરે;
સમજુ વિણ સુંદર વાકીની કોણ કરે રખવાળ-જુગલ,
મહાસાગરને ભરતી આવે ગંભીર પણ ઉભરાયરે;
મદન દમે અબળાને ત્યારે પરઘર હોંસે જાય-જુગલ.

૪૨

ગધ્ધા ગધ્ધા સચ્ચા ગધ્ધા રંડીપે મરજાવે,
અંધા હોકે પેસા ઇજજત દોનું બાત ગુમાવે,
પેસા હોવે પાસ બુલાવે, નહીતો લાત લગાવે.
યાર બને બેજાર બદીકા બદફૂલ બંદા ખાવે
પેસા જો હોવે ખનતન બન પ્યારી નાચે ધનનન!
બીન પેસા મુંસે બોલો થપ્પડ મારે ધનનન!
રંડીકા બેટા બન રંડીકે ઘર આવે.

૬૯ અશીરે હીરસ

અમ્મા મુજે અચ્છીસી ટોપી મંગાદે,
ટોપી મંગાદે ઘોડા દીલાદે જોડા દીલાદે; સીલાદે;
ડીમે હેટુંગા ઘોડેપે બઇઠુંગા કચ કચ હુહુંહું
આહીસ્તા આહીસ્તા આહીસ્તા બસ થમથમ,
અમ્માં મુજે બંદુક છોટીસી લાદે;
બંદુક લાદે ભાલાં મંગાદે તીરો કમાન દીલા દે;
તોપોકો છોડુંગા કીલેકો તોડુંગા ગોલા ચલાઉંગા,ધરરરરરધુડીમ
ઝટપટ હો ઝટપટ હો ઝટપટ હો ફ્યર વરર ધુમ ધુમ.

કોઇ દુધ લ્યો દિલ રંગી
શોખીલા શાણા ઉમંગી હો; કોઇ૦
કેફી પીયે કસુંબલો, ગાંજો પીએ અબુજ
દારૂ દીવાના પીયે, દાના પીએ દુધ-હાં-કોઇ૦
એક અમીરસ દેવનો, બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીધે કાયા હેમ-હાં-કોઇ૦
ગોરી ગવરી ગાયનાં, ગોરાં મારાં દુધ,
હું પણ ગોરિ ગોરડી, ગોરૂં દિલછે શુદ્ધ-હાં-કો ૦
હેમ કટોરો હાથમાં, મારી અમૃતસાર
ચતુર હોય તે ચિંતવે, ગુણ સમજે ન ગમાર.

૪૫ મુલરાજ સોલંકી

ગુલાબી મધુ પાજો મારા લાલ, મારા રંગ ભીના મહારાજ,
મારા રસિકા છબીલા રાજ, ગુલાબી૦
કામની કેરો કંથડો રે, જોબનીયાનું જોર;
રસીયાનો રસ પ્રાણ છેરે, મીઠો મધુનો તોર. ગુલાબી૦
એક બુંદ બંધન હરેરે, પ્યાલો હરે સહુ પાપ,
શીશો સરગનો સાથીડોરે, આપે આનંદ અમાપ. ગુલાબી૦

૪૬ કરણઘેલો

ચાહે તું ધિક્કાર માર પ્યારમાં બોલાવીને,
પ્યારમાં બોલાવી પ્રાણ સુખમાં ડોલાવીને; ચાહે.
ચુક પડી ક્ષમા કર કોલા હવે.
શાન્તિ તું પમાડ વિરહ અગ્નિને ઓલાવીને. ચાહે.

તારા સમાન નથી વ્હાલી બીજી મને
માન મુક માનીતી મન મદને ખોલાવીને. ચાહે.

૪૭ ઉદયભાણુ

પંથી પરદેશી ચિત્ત સોંપી હું આ ચા......લી
મનને ભાવે તે કરજોરે પુન્યશાઆ......લિ
તરસ્યાને ઠીંગળાવવા, પડદે રાખી પ્રીત,
પુછું પ્રવીણ પંથીએ, કોણ ગામની રીત.
શુભ સંદેશા લઇ સંચરજે હું આ ચા......લી
માહા મહિનાનું માવઠું જંગલ મંગલ ગીત,
સમય વિનાનં બોલવું, ત્રણેની એક રીત.
હું વેલા મંડપ આંહી મળજે આ ચા......લી

૪૮ માધવ વિલાસ

બળુછું પ્રેમ આગમાં (૨) મને કોઈ બચાવોરે,
કોઈ બચાવોરે બેની મારી વારે ધાવોરે, બળુછું૦
હેરાન હું બેભાન છું મને શીદ સતાવોરે.
શુદ્ધશાન વીન નાદાન છું મને કોઇ બચાવોરે. બળુછું
પ્રીતમ પરદેશી થતાં, ઉઠી અંતર આગ,
આભુષણ ભુષણ દીસે, જાણે ઝેરી નાગ.
દીલદાર હૈયાહાર (૩) મારૂં કોઈ મીલાવોરે. બળુછું.

૪૯ કલાવતી

સ્વામી મળવાની લાણ, સહાય આ પ્રાણરે ! સ્વામી.
તુજ આધારે જીવન દોરી, કરો શું વખાણ ! સ્વયંવરલાણ.
તારે હાથ પ્રાણ લેજો મારા પ્રાણ, પ્રાણ પ્રાણ; સ્વામી.
હવે ચાલો, બહુ ગાલો, વચન ઠાલો, જરી ભાલો.
કોક પકડે, બાજી બગડે ! થવે હાણ સાટાલો. સ્વામી૦

૫૦ અશ્રુમતી

શું નટવર વસંત થેઇ થેઈ નાચી રહ્યો.
નાચી રહ્યો જગ નચાવી રહ્યો-શું૦
કોયલ મધુર મુરલી બની, છેટે નટવર કાન
વિરહવેલા ગોપી ઘણું, તજી નીકળી અભીમાન
રશીકા વિનાનિ બની બાળાઓ બાવરી
વેણું વસંત ચિત વીંધી ગયો—શું૦

શીતળ સુખકર પવનની, લ્હેર ઘુમે ચોપાસ
જાણું રાધા કૃષ્ણજી, રાસ રમે છે ખાસ
વિધ વિધ પંખીના વેણુ ઘુઘરી ધમકેરે
મહિં મહિં મેનાના નાદ ઝાંઝર ઝમકેરે,
નવપલ્લવ વાઘો ધરી, પચરંગી શીર પાઘ
ફાગલાગ સાધી રમે, મદનરાજ મહાભાગ્ય
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાદમાં
પ્રીતી ગુલાલ લાલ છાઈ ગયો–શું૦

૫૧ રસીકરમણ

ચલરે આગર ચલરે આગર જમુનાજી જઇએ
જમુનાજી રળીઆમણારે ગાગર ઘુમે. ચલરે.
પાણીડાં જાઉતો મને તડકોરે લાગે
સાહેબા ચંદરવા બંધાવો રે, આગર ઘુમે ચલરે.
શેરીએ ચાલુતો મને કાંટોરે ભાગે
સાહેબા ગાલીચા દ્લાવોરે, ગાગર ઘુમે ચલરે

૫૨ સોભાગ્યસુંદરી

પીલે શરાબ મજેદાર મેરે યાર......પીલે
જાહીર દિલકો જોસમેં લાવે,
રંજો હટાવ હજાર મેરે યાર......પીલે
દર્દતમામકો ગર્દ કરત હે
શરદમેં બહોત બહાર મેરે યાર......પીલે

૫૩ કળાવતી

શું બાગ કરમાવો કોમળ ગુલાબી આ ફુલ
યોવન નવરંગેથી કાંઇ ખીલતું ટપકેશી લાલી અમુલ શું.
રંગનો રસીલો વેગ્લો આવીને મળશે શીકું પાડોશાનેશું૦
ધીરાં નયનોથી નયનો મીલાવી, ખીલવશે પ્યાર આગુલ-શુ

૫૪ પ્રેમકલા

હુંતો લટક મટકથી ચાલીશ કરતી હજારો નખરાં નાજા
આંખ મારૂં સહુ રીઝાતું જુએ જરી સામું
નામ રસીલી છબીલી પડશે રંગીલા ભીમાનું. હું૦

ઘુંઘટવાલી લટકાં કરતી નરમ પગલાં ભરતી
ઘરવાલિ મુજ બાઝિ પડવી વારિ વારિ કરતા. હું૦

૫૫ વીણાવેલી

પ્યારે તોરે અંગમે ફુલનકી બહાર હય સૈયાં,
ફુલનકે બાજુબંધ ફુલનકે ગજરા
ઔર સોહે ફુલનકા ગલે હાર હય.—પ્યારે૦
નેના કમલ ઔર ચહેરા ગુલાબ હય,
ગોરે ગોરે ગાલ સઈયાં ગુલે અનાર હય.—પ્યારે૦

૫૬ વિબુધવિજય.

પ્રેમનો કોલ દીઓ રાજકુમાર, મારા થઈ ચુકયા પ્રાણધાર;
મારા રસીઆ રાજકુમાર.
લીઓ કોલ આ પ્રીતથી, ગણો સદાનો દાસ,
રસીયા રસ સબ કરી, બાંધી પ્રેમનો પાસ. પ્રેમ૦
મદુર મુખ જોયા વિના, ક્ષણ હવે રહ્યું નવ જાય,
ધર્મ વિધિથી હસ્ત મેળવ્યા, વિના ચુંબન નવ થાય. પ્રે.

૫૭ પુષ્પસેનપુષ્પાવતી

પ્યારાને મારાને આંખોના તારાને ચાલોની મળવાને
જઇએ સખી.
પિયુ ભેટ લેવા અધીર મુજ દિલડું
એજી મનમોહનની સુરતી નિરખવા
સૃંગારે વ્હાલાની સંગે વિલસવા,

સાખી.

પ્રિતમ તારો પામશે, ચાલતું મુજ સંગાથ
રસિકવર રીઝાવશેરે, રહે બહેની રળીયાત.
શાંન્તિ થાશે તનમન પામી પ્રાણ પ્યારો,
ચાલ ચાલ વ્હેલી આભાર માનું તારો.

૫૮

દિલ મારૂં માને મનડું ઠરે નહિ, ત્યારે કરૂં શું
તાતજી !
મેં જોયું ફરિ ફરિ જોડી મળે નહિ, કોને વરૂં હું
તાતજી !

નૈણું પ્રીતી ઝળકી હતી, અહીં આવતાં સમાઈ ગઈ
ઉરમી અંતર ઉછળી હતી, રૂપ દેખતાંજ દબાઈ ગઈ,
હીરલો અમૂલ્ય ખરીદવા, ઉમંગ ભર આવી અહીં
પણ અંતરે અંકુર ન ફુટયા, પ્રીતિ પ્રગટાવી નહિ.
છતી આંખે દીવો લઇને પડી કુવામાં હુ ડુબી મ
શું તાતજી,

૫૯ સૌભાગ્યસુંદરી

મારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે ભય જોઉં ગજ મોતી
વળી ગુમાવ્યું મેં ભાગતાં ભાગતાં (૨) નકવેસરનું મોતી
હાલવું ચાલવું હારોનું હાય, જીવ મારો ગભરાય,
કે દી ફરી મારૂં મળશે મોતી,ગોરી હું કાઢીશ ગોતી-રામ

૬૦ જુગલ જુગારી

નાંહીં બનશેજી પ્રીતીનાં મોતીનું મુલ
મોતીનું મુલ આખી દુનીઆં છે ડુલ-નાંહી.
પ્રીતીના હ્હેજામાં એ છે વસુલ-નાંહી.
સાગર રસનો છીપ છે દિલની
પાકે મોતી, પાણી ઝામે અતુલ-નાંહી.

૬૧ દિલ ફરોસ

દીલ જાની મેરે મેરી તુને કદરભી ન જાની
અબ આવો સૈયાં ન સતાવો સૈયાં
નજર આવો સૈયાં નજરાવો સૈયાં જાની દીલબર
જો ચમનસે ગુજરે તુ અય સબા
તો યેહ કહેના બુલ બુલે જારસે
કે ખીજાંકા દીનભી હંય સામને
ન લગાના દીલકો બહારસે.

૬૨

મય ન માનું ન માનું મનાય,
પિહરવા જાઓ હટોજી જા, મ.
ભર ફુલનકી સેજીયાં રહી અમન ચમન મુરઝાય-પિયરવા.
તુમ ન આયે બાલમાં મેરો બીતો જોબનવા જાય મિ.જા,મ
સોકનાં ઘર તુમ રહો નાહીં અએસો ચલન મન ભાય.પિ-

રઐન બીતી રાજનાં કાહે સહર મનાવન આય,।૫,જા।

૬૩ રામ ચારત્ર

અરે વાહરેવાહ નાથ મારા રસીઆ રંગીલા સ્વામીર,
રંગ રંગીલા સ્વામીરે, છેલછબીલા સ્વામીરે. અરે.
પ્રેમ સુધારસ પાઓ સીતાજી, અધીર મન અકળાય.
લટકાળા, મટકાળા, રઢીઆળા, મણીઆળા,
મળ્યાં ઉતમ મને જનકની બાળા, આધી વામીરે.

૬૪ નવલ કુસુમ

સ્વીકારો સલુણી મારા પ્રેમની નીશાની
મન મોહના હું માથે ચઢાવું-સ્વીકારો.
એ નિશાનીથી બંધાણી મારા નાથથી સદાની,
મનમોહના હું જીવથી જડાઉં-નિશાની
હવે તો હું તારો, તું મારી સદાની.
સાક્ષી સુજાણ દેવ, લગ્ન કીધાંકિ.
દર્શ હું સુશાણી, દર્શ હું ગુણાણી સ્વીકારો.

૬૫ કરણઘેલો

આંખલડી અણીઆળીરે, જરા નચાવ નખરાંવાળી
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા.
ભમર કમાન જરા ખેંચી પણુથી, ક્રોધ કટાક્ષ કર આ-
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા, (લીરે-જરા૦
ચટક મટક અને ચટકતી ચાલ આમ, ઝાંઝરથી ઝમકા-
જે નખરેરે તારા વાલમજીરે વશ કીધા. (ળીરે-જરા૦
લ્યો લટકો મટકો ચટકો આ. આલી સજનો શું ઠાલોરે,
જુઓ નીચે આ નખરાવાળી, જે નખરેરે તારા૦

૬૬ મુળરાજ સોલંકી

ધીરી હાં ધીરી હાં બાલા ધીરી રે ધીરી.
ગ સમય પણ આવશે નાવલો રમાડશે લડાવશે ખીલાવશે:
સરંગ ભીંજાવશે ધીરી હાં૦
સખા એ સખી સત્વર આવો બાગ નહીં કો ચોર જાણે.
વાર નહીં. તું ચતુરક ચિતની. તુજથી તનમન સર્વ લુટાશે.

૬૭ આલ્હાૈ ગુલશન

કસુંબી કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગએ.
એકતો મેં નેના કસુંબી કસુંબી રંગ હો ગએ (૨)
કાં કાં જાગે સારી રાત નેના કસુંબી રંગ હો ગએ.
એક તો મેં રાજા મેં રાજાની બેટી (બેવાર)
મેરા સૈયાંહે નાદાન નેના કસુંબી રંગ હો ગએ.
એક તો મેં પાનો મેં પાનો મેં પાનોસે પતલી,
સજ્યાહે સોલે સણગાર મેં નેના કસુંબી રંગ હો ગએ.
એક તો અંધેરી અંધેરી અંધેરી સી રતીઆ (બેવાર)
બણી છાયાં ઘમઘોર નેના કસુંબી રંગ હો ગએ.
એક તો મેં બાલી મેં બાલી મેં બાલીસે ભોળી
મેરા સૈયાંહે નાદાન નેના કસુંબી રંગ હો ગએ.

૬૮

ધન ભાગ્ય પધારયા ભમરા—છો દીલજીર ડાહ્યા ડમરા,
કમલાપતિ આપકું કમલા રસીઆ રસીક શણગાર,
તું પ્રેમ બતાવે ખોટો—પાતર ઘર પ્રીતિ તોટો.
નહિ ગુલાબ તુજારી ગોટોરે તું૦ છટકેલ છેલ્લી નાર,
શૃંગાર મઝા નહીં માણી—ફોગટ સમજો જીંદગાની.
છે ધરમ કરમ ધુલ ધાણીરે. શૃંગાર૦ રસીઆ૦
છે વિષય વિષનો પ્યાલો—જમપુર નક્કી જ્યાં ઝાલ્યો
ભવ ખોળે મદનથી મહાલ્યોરે—છે૦ છટેલી૦
હજુ કુંવર તમો છો કાચા—નથી શીખ્યા મદની વાચા.
નથી નયન મુરલીએ નાચ્યારે—હજુ૦—રસીઆ૦

૬૯. રકમણી.

બાદીલા બેગ આયોરે મોરા જોબન બીતા જાય. બા૦
ચંદા તેરી ચાંદની, સુતી પલંગ બીછાય
જબ જાગું તબ એકલી, મરૂં કટારી ખાય. બા૦
પ્રીતમ પ્રીત લગાય કે, છોડ ગયે પરદેશ
જાવું વાકે યાદમેં, લઉં જોગનકા બેશ. બા૦

૭૦ જયરાજ.

મોહન આવો મહાપતાને. પોઢો પ્રેમે પલંગ,

અંગ ફુલ્યાં નવરંગ અમારાં, રાય રમોને રંગ.
સલુણા સાહેબજી હો, મોરે મન મોહની લાગી રાજ.
આજ ભરી ભરરંગ તમોને છાંડું છબીલા છેલ.
અઉદ બ્રહ્માંડ ચકીત બને એવા ખાંતે બતાવું ખેલ; સ૦
એક છબી છે આપની એવી સુરજ કોટી સમાય.
પારસી પીરસી કંચન થાશું હર્ષ હૈયે નસમાય; સ૦

૭૧ વીણાવેલી

પાતળીઆ પરીશ્રમ લ્યો શાને પોઢોને મારા સમ મારા સમછે.
ચાલોને ચપળા આવું હું આટલે. નાજી મારા સમ મારા સમછે
ચિન્તાને ગાળવી, પુંઠ ન વાળતાં, લુટીને ભાળવી
આ...પ્રાણપતિ મારી વતી—પાતળીઆ.
( રસીલી તુતો રોજ હસ્તીને હસ્તી સતી પાસે છતાં
પતિને હોય કે તસ્દી )
અલબેલી રાખે રમણ સુખી વ્હારે તેને ધન્ય તેને ધન્ય છે
પતિની ઉદાસી ટાળી રહે દાસી—
આ...શાણી સતી ભાગ્યવતી—પાતળીઆ૦
( ચાલ્ય ચાલ્ય તોયે થોડક આવું જાઓ ત્યારે મારેજ નથી જાવુ)
તારા જેવી સતી સુંદરી પામે વાહરે તેને ધન્ય તેને ધન્યછે
મોહની સાળા, જપે બેઠી બાળા, છબીલા છોગાળા
આઆ......શાણી સતી—પાતળીઆ૦

૭૨ મદનવસંત

કહું વાત હું નિગને વિચાર, વનિતા! વખત વધુ ન વગાડ
કર ધરીને કરવર પ્યાર, વનિતા! વખત વધુ ન લગાડ
રંગે રમાડું, સંગે જમાડું, પ્રીત ચખાડું, રીતિ દેખાડું
રસસા ફુભાવું નાર, વનિતા! વખત વધુ ન લગાડ—
વિધ વિધ સાડી, પહેરાવું દાડી,કમખાને ચોળીનેચણીયોનેનાડી
હાર હીરાને માળ સુંવાળી ઝાંઝર ઝુમણ મોતીની વાળી.
ખવરાવું પકવાન.શા તુતો જાડી પગમાં બે જોડાને છતરીલેકાળી
ચડવાને ગાડીને ફરવાને વાડી હું તારો લાડો તું મારીલાડી
હું તારો પાડો ને તું મારી પાડી
મીઠા મીઠા મેવા ને જોઇને જોઇને લેવા
લ્હેરાજીના વિહવા, નહી ખાવા કે પીવા

તું ચાલને થા તઇયાર—વનિતા૦—કહું૦

૭૩ ચંદ્રહાસ

ડરમાં તું દીલસાથ છોકરા, ડરમાં તું દીલસાથ;
તને કોઈ ન મારે લાત. છોકરા૦
તુંને સંભાળુ પ્રીતિથી પાળું, ચાલ તુંને મારો મેહેલ દેખાડું
ઘરેણાં વસ્ત્ર સારાં સારાં કાઢું, ચાલતું જોમારા મેહેલના ચીત્ર
રમકડાં રૂડાં ન્યારાં વીચીતરો, અરે મારે કેવા છે કંકણ હાથ
જોજે મારે કેવા કંકણ હાથ—છોકરા
તમે માયાળુ દીલદયાળુ સૌના કહ્યા વિના હું નહીં આવું
માત પીતા તમ ભ્રાત કોપાવું, વિષયાજી એ હું સત્ય કહાવું
નાના નહીં હું તો ત્યાં નહીં આવું, તમે મુકો મારો હાથ. છોકરા

૭૪ ઉદયભાણ

ભાળાં ભોળાંરે કુમારકા, પરણીને પસ્તાયાં રે
પેલાં ફુલી થયાં ફાળકાં, હૈયડામાં હરખાયાંરે;
ચાર દીન વહુ લાડકાં, મનડામાં મલકાયાં રે,
બન્યાં એકદમ કાળકાં, અંતરમાં અકળાયાંરે,
મ્હેતો જાણ્યું કે ભાઇ ફુલડે પુજાઇશુ,
ખાજાં જલેબી નિત્ય નાત્ય ખાઇશું—
મ્હેં આગળથી, મનમાં ધાર્યું, માન મહી મરડાઇશું
નણદીના વીરાને ઘડી ટીંગળાવી ભાગોળે પાઈશું રે,
મોહન મળીયા, વાતમાં વઢીઆ.........
નળીયાં ખખડીયાં, વાણી ઉચરાયાં (લે રાંડે દીવો)
મ્હેં કહ્યું ઉહું (ર)......ચડસમાં ચઢીઆ, ખુબ કકળીઆ
ઉહુંનું ઓસડ—ધોકા પડીઆ—પરણી
પરણયો પીટયો પરઘર ભટકે, ઘરમાં ન ખાવા પીવારે;
વરણાગીમાં વાંકો હીંડે, પતિ એવા કુળ દીવારે
તોયે એ બાઇરે—ધોકે ધીબાઇએ—પરણ

૭૫ જુગલ જુગારી,

અમો અબલાને માયા વ્હાલીરે વ્હાલીરે વ્હાલી
પ્રીતી વ્હાલી રે—અમો૦ વસ્ત્ર કરાવો, ઘરેણાં ઘડાવો
મોતીડે મડાતો મત ખાલીરેખાલીરે ખાલી મન ખાલી-રે-અમે
નેહની નજરે નાથજી મારા નારી બને ઘેલી રે

કાલી રે કાલી ઘેલી કાલી—રે અમો.

અંસીવાલા આજોરે મારે દેશ તારી સાંમરી સુરત પ્યારેબેશ—

આવન આવન કહે ગયોજી કર ગયો કોલ અનેક

ગિણુતાં ગિણુતાં ઘસ ગઇ મોરી આંગરિયારી રેખ

સાંવરીઆ, રસીલા, સહુણા પીયા જ્યામે કરૂ એ નીસાર

૭૬ જુગલ જુગારી.

બોલ બોળો અલી રસબોળી પ્રીતમનું નામ—બોલ

તને કોણે બુરકી ભમાવી?

તને કોણે લગની લગાવી? વ્હાલમનું નામ—બોલ

આવો બ્હેની આવો, ન ગભરાઓ, ન અકળાઓ

કાં જુલમ કરો, કાં શરમ ધરો

અલી અલખધુતારી તુજ ધ્યાન કયો મીજમાનઅંતરઆરામબો

૭૭

જામે જ્યમ જ્યમ જામની જામે રસ ઝણકાર

ફુલટા મન કંકાસને સતી મન હરખ અપાર,

રાતલડી રળીયામણી મન મોહનજી

કરે ચાંદલીઆ ચમકાર મન મોહુંરે મનમોહનજી.

શીયળવંતી ને સાધવી, તેના સુખ ભંડાર

બોલ્યા પ્રભુએ ખંતથી, આ રાત્રી મોઝાર.

પ્રેમ ભરી સતી પ્રેમદા મન મોહનજી

તેના વાલમ છે વશીકાર મનડું મોહ્યુંરે મનમોહનજી, રાત૦

૭૮ નવલકુસુમ

નણદલ વીરા અધીશ જરા ધીર ધીર—નણદલ

સુંદરસજ સ્હેજથી સજન સજજન સજાવું છું.

નિરમળ નેહ જળ શિતળ છતે છંટાવું છું.

પરિમળ પુષ્પ કોમળ બાગથી બહેકાવું છું—નણદલ૦

શાન્તિ અંતરે ભરયાં પ્રિતિ ગીતી ગાઉં છું

સુધારસ કરતાં શાંત નયન હું નચાવું છું

મીઠી મીઠી હાશ! ભરી શાંત વાયુ વાજું છું

મીઠી શાંત નીંદ સાહ્યબા શિર છાઉં છું—નણદલ૦

૭૯ કળાવતી

મારી પિયુ લાગી તમથી પ્રીત કયાં તજી જાઉં હું વાલમા—મારી

તમવીણુ ચેન નહીપછી કેમ ચાલે મારેમન ઘડી સુખ જેવી ગણાય
છોટા છનનનનનનનનન—મારી

( સાખી )

સાચી પ્રિતિ મીનની, જળવીણ જીવે કેમ;
તમ દરશન વીણુ તડફડે, આ જીવન પણ તેમ-મારી.

૮૦ લયલોનહાર.

ન ગુલ હો તો ભાયે બુલબુલકો કયા લાલજાર
હુવ ગુલજાર ઉસકો ખાર કોઈ જિસ્કા નહિ દિલદારરે-ન.
બેકલ ચંચલ જિયા કલસે સોહે નહિ શીગાર
કારી કટારીયા લગાય કીયારી જલાયેજી બાદે બહારરે-ન૰
ચયન પડે નહિ સ્યન કટે નહિ, નયન બહે જલધાર
ફલદે ચમનકી કલી બે કલીઅં ગુલકો ગલેકા જો હારરે-ન.

૮૧ નવલ કુસુમ

બોલબોલ ગુમાની ગોરી બોલ કાંઇ કોકીલનો કંઠ ખોલ ખોલબો
છોડ છોડરે છકેલા છેડા છોડ મન મોહનાના મુળ આમ બોલ
જો આ ગુલાબી ગાલે દિવાનો બન્યો
આ મરકટા મ્રસુલે મસ્તાનો બન્યો
તુજ પ્રમ દીલ ઉજાલે પરવાનો બન્યો
કામી અંધ તું અકાલે મરવાનો બન્યો
મરવાનો બન્યો નહિ ઠરવાનો બન્યો—કાંઈ બોલ.

૮૨ કામલતા.

રસ ભર્યું આ જોબન જાય રસિક રંગીલા વિના
અંગ ભર્યો આ રંગ સુકાય, રંગીલા વિન

સાખી.

સુંદર બાગ શરીરનો ખીલ્યો છે નવરંગ
અંગ ફુવારા ઉડતાં તાળીના અનંગ.
ફુલ પ્રેમરૂપી કરમાય ખીલાવે કોણ ભે ગી રંગીલા વિના

૮૩ હરીશ્ચંદ્ર.

મન મયલ મિટે, તન તેજ બડે, દે રગ ભગકા લોટા
સૌ રોગ ટળે, સૌ સોગ જસે, કરે ભગ અગકો મોટા

જબ તાર જમે, આજાર રમે, નવ હાથ બડે જી છોટા
તન સાફ, મન સાફ, હો સાફ આદમી ખોટા—મન
લે કદ દુધમે ઘોલા, તો ભાંગ બના અનમોલા.
કર પાર ભગકા ગોલા, હરબાર બમ ભોલા.
ઉઠ ભોર નહાકે ગંગ, ચડાલે ભંગ, જમાલે રંગ
નિરાલે ઢંગ, દિખા દે જંગી કુડી સોટા—મન
ભંગ લીલી, ભાંગ પીલી, ભાંગ પીનેમે રહે નશા, કે
અખિયાં ખોલ ઓર દિલ સફા, જો ન પીયે ભંગકી કલી

૮૪ ત્રીયારાજ

મારા ભાગ્યતણો નહી પાર મઈલા થાવી મારી પ્યારી
રાજ કેરો થાઇશ માલીક લાખુનો સરદાર
સૌના શીરપર મારૂ લાતો દઉં હું મુછે તાર મારા૦
માતપિતા બક બક કરતા અકલ વગરના એહ
કીસમત મારૂ કયાંથી જાણે જનમી રાજા દેહ મારા૦
જાઉં જતાં ને હાણું માણું મારો છે દરબાર
આધીન થઇ સઉ હાથ જોડશે પરણું જેણીવાર મારા૦

૮૫ કનકતારા

હમ બડે સીપાઇકે લડકે
મખ્ખી મારૂ પખ ઉખાડું તોડું કચ્ચા સુત
સો ગુસ્સે પપડ તોડુ થયેલી સીપાઇ રજપુત-ભલા હમ
બડી દેરસે સોકર ઉઠે રસોઇ ફેર બનાયા
ગંગાકો સંગ લે ખુશીસ ભોજન અચ્છા પાય-ભલા હમ

૮૬

દંતને કે બીચ મોરી ગઇરે મુન્દરીયા
ગઇરે મુન્દરીયા મોરી ગઇરે મુદરીયા
સાન ન લીની મોરી નતદ ન લીની
તુમને ચુરાઈ પીયા મોરી મુન્દરીયા.

૮૭

જાવોજી જાવ કિસ નાદાનકો ફુસલાને આયે ?
કિસકો બહકાને આયે ? કીસકો બહલાને આયે
બાતોંમે લાને આયે ! ઘાતો મે પાને આયે !
પુરે નાદાન અપની નાદાની દિખલાને આયે ! જાવોજી

આજ ઉસ્તાદકે ઉસ્તાદી કરને આના કયસા !
દરિયામે ઠાલને રોજમ પાની જાના કયસા !
ફિરતે હો ઘેરે ઘેરે, કરતે હો હેરે ફેરે
આતે હો મેરે ડેરે, જાતે હો અનકે ચેરે.
જા અય બન્દે ! અયસે ફન્દે, ગોરખ ધન્ધે દેખે ચંદે
કયા હમકોં શિખલાને આયે !—જાવોજી.

૮૮ ચુરીદરાક

બુઠી પીવાકે લુભા ગયા કોઈ મુજે
બડી સવેરે જો કોઇ છાને વાંકી લંબીડીંટ
ઉડતછીરઈયા વોહ પહેચાનેગીરી સકડ સેંઈઠ સરવે બીછને
દુસર પહેરે જો કોઈ છાને વાકે લબે કાન,
તવા કટોરા બેચ ઠાલકે ઘર લોટપરદયાન સવેરે ફેર છનેગી.
તીસરે પેહેરે જો કોઈ છાને જું ભાદવકી કીચ
ધરકે જાને મરગયે ઓર આપ નસેકે બીચ સવેરે,
ચવથે પેહેરે બેસુસરે કેહો છે બચ્ચેકો બાપ
બેજોરૂ બેસુસરે કેહો છે બચ્ચેકો બાપ સવેરે

૮૯ બજમેફાની

મોહે રેસમકી સાડીઆ દીલાઓ
સાડી દીલાવ ચોલી પહેનાવ એધનીયા દુકાની વાપે મોહોલેજા
ગોટા કીનારી દહેલીસેં મંગાદો.
લાદોગે નામથ કુરબાન હું હું મેરીજાન એક વાર બોસા,
સાડી લાદો ચોલી લાદો ફીર બોસા માંગો
ચલો મારકીટ આવ, પહેલે પઇસે તો દીખલાવ,
પાસ પાઇ નહી ચાર મારવાડીદે ઉધારતોહો પ્યારકી બહારલા

૯૦ હિરાકશ્યપુ.

શેઠ થવાનો કહોને ઉપાય કેમ ?
કરવું પડે તેમાંતો બહુ આમ તેમ;
કોઇને રડાવા, કોઇને તો ડામવા,
જલ્દી પડાવા, પૈસા ઉપરનો હોય પ્રેમ તેમ—
વિના ઠરે અવળાંને આડાં,મળે નહિ સુખના ગાડાં;
વિના કરે કાળાંને ધોળાં,મળે નહિ સુખ બહુ બોળાં

કંઇ ચાલવાનો સત્યે છે નેમ એમ—

૯૧ ખુરશીદ ઝરનીગર

છુએકી ગાડી ઉડાએલીએ જાયે પવસેકા લોભી ફરગીયાશે આવુ
જાત નહી દેખે જમાત નહી દેખે, એક હીમેશબકો બીઠાય લી૦
હિંદુ મુસલમાન ભંગી ચરમારશે,કીકીટ રૂપીએ ગીનીએ લી૦
દિલ્હી શાહેરશે ચલે જો મુસાફીર, મુંબઈ કલકત્તા ભગાય
લીએ જાય. છુએકી.

૯૨ ઉદયભાણ

સાહેબા સલુણા નાનિ નણદલના વીરા,
લાલ લટકાળા મને (૨)આછા આછા ઘાટ ઘડાવો મારા સાહેબા
સરખી સૈય મળી હાંસી કરે છે.
લાજી મરૂંછું બાઈ (૨) વેલા વેલા સોનીડા તેડાવો મારા સાહેબા
નાનું શું નાથ એક ઝુમણું ને મહી જીણા જીણા હીરલા જડાવો
નવસેરો મોતીનો હાર મારા સાહેબા જીણાં જીણા લીલમ મુકાવો
જોગવાઈ જાસ્તી હોય મારા વાલમા કંકણને માણેક મઢાવો
ગરીબધણીનેબાઇઝાઝુવશુંકહીએબસઆટલેથી મનવાલીનેરહીએ
બાઇસાબ મોટા એક પાણો માગી લઇએ-સાહેબા સલુણા

૯૩ ભજન રત્ન

તમે શુણો અરજ ઉર મારીરે, ઘરમાં ગરથા ન દે ઘરનારી
કહે છે ચોળી શીવડાવો રેશમી સાડી મંગાવો,
ગજરા બંગડી કરાવો પીયુ મારી,પેટની ખાતર કરતો લાચારી
કયાંથી શોધી લાવું વસ્ત્રો ભારી,
ગયો હું હારી, હું નિજનારી, આવી દશા થઈ મારી-તમે૦
થશો ન કોઇ ઘરબારી સંસારિ, પ્યારી પરણ્યેથી થાશે ખુવારી
શિક્ષા સારી, માનોજો મારી, આથી એકેલી જીંદગી સારી-તમે

૯૪ સૌભાગ્ય-સુંદરી

પ્હેરી ચોલી લટકાં મટકાં કરતાં આવ્યાં,
રંગે બોલી સાડી ઓઢી મન લોભાવ્યાં.
ઝાંઝરનારે ઝણકારે, કર કંકણના ખખડાટે,

કાજલથી નેત્ર દિપાવ્યાં—પહેરી૦
હવે શરમાવો ઠાલા, શાને દીયરજી મારા,
બોલો-બોલોજી. બોલો. બોલો,
એ કેવાં તમારાં નખરાં તે જણાવ્યાં. પહેરી૦

૯૫ સુંદરવેણી

સિપાઈ તેરી નાલીસ કરૂંગી પોલીસમે;
તેં મેરા બટવા ચુરાઈ, જોબન લુટાયા મુફતમે બેપટ વેના.
બટવા ચુરાયા અંગુઠી ચુરાઈ, જોબન લુટાયા મુફતમે બેપટવેના.

૯૬

વાહુ વાહરે મારી રંગીલી માલણ, હાંહાંરે મારી છબીલીમાલણ
ધન્ય છે તારૂં ચાંપલી રૂડું નામ.
પાંચ પટાનો ઘાઘરો, ફરતી મેલાવી ઝુલ;
ગોરી તારા ઓઢણે, આ દીલ કરૂંછું ડુલરે—મારી૦
સોના કેરો ચાંદલો ને, માંહી નંગ;

અણીઆલી આ આંખો દેખી, નાનો થાય દંગરે-મારી
ફુલવાડીની ફુલસજાવામાં, નીત્ય કર તું મોજ;
રંદે ચંગેને આનંદ, પ્યારી મારી રોજરે-મારી૦
ખાધું પીધું તેજ આપનું, શું આવે છે સાથ;
મરતાં જાએ સૌ મુકીને, ખાલી બંને હાથરે-મારી

૯૭ કનકતારા,

. મુતો મારવાડસો, બણીયોરે મુંબઈ શેરમુ આયો,
મારવાડસે નીકલ્યો જબતો પાઉ મેં નહી થા જુતો
પાસલેદરી ફેરી કરકે પીંજરા પોળમેં સુતા-મુતો૦
વ્યાજ બટારો ધંધો કરકર પૈસા પાંચ કમાયો,
આધી આધી જમે કરીને લાડીજીરે લાપો. મુતો૦

૯૮ ખુનેનાહક

દાવર દાદર કાદીર સતાર દાતાર આલાકે બાર.
ગફ્ફાર જબ્બાર એ તોરી ગુલકારા પેવારી બલહારી
આલમ પલ સરદારી કાયમકી કીરતારી તાપર વારી

પતીત તારે લાખોં રખે શરમ ધરમ રાખો, બીનતી
લોરી હાં કરત મીલ નરનારી

૯૯ હરીશ્ચંદ્ર.

અરે નાદાન, અરે બે ધ્યાન, જરાતો માન, જરાતો માન.
નખો તું જાન, ન હો હયરાન જરાતો માન જરાતો માન.
કયેસી રાની કયેસી બાની કયસે લાલજી કે લાલ.
બાતેં તેરી લંબી ચઉરી બાદી સુખા જય ગોપાલ.
ઇશીકા માન જો તું ફરમાન તો હોઇંશા ઓર તેરા કલ્યાણ.
અરે અગ્યાન નકર હયરાન, જરાતો માન જરાતો માન.કર્ણેલી

૧૦૦ બકાવલી.

કોઇ રબકી મરજી કયા જાને દુનીયા મતલબ અપના જાને,
જો જીસપર બીપતા બીતી હુએ જાને મઉલા જાને કોઈ
જો મેં જાનું તું કયાં જાને ફરમાના ઈંદર રાજાને,
તુરીમે તુર સમાજાને આદમકે આદમ પાજાને
જબ રંગસે રંગ ચીલા જાને તબ તનસે સંગ જુદા જાને,

૧૦૧ હામાન

યેહી બદીમે પાયા ગમ અરે આદમ,
બેદાર રહે, હોશીયાર રહો તુમ નેકીમે હરદમ-યેહી,
ઇસ દીનકે લો પઍછાન કસે સામાન.
કસે દયાંન જરા સુલતાન બના ફીર કાંર કહા રહા.
કસે હરદમ રબકી યાદ રહો દીલશાદ,
બદી કરને વાલોંકી હોની હય મટીયું બરબાદ.
જો દઉલતે તાઅત પાયે, ઇસ જહાંમે અશરત પાંયે,
મરજાએ તો જન્નત પાયે, નાહો યાદ કરીમકી ગંમ.

૧૦૨ દોરંગી દુન્યા

ખુદ હાથેથી જે થયું કામ થકાવે.
મન મલકાવે-હરખાવે ખુદ૦
આપ મુઆ વીણ સ્વરગ કોઈ કદી નવ જાય.
ઓહનીરાહ પરઇ અંકે હતી કેમ ભલાએ.
તે મનનું માગ્યુ તે મલે મહેનત ફલે.

ગીતા હુળે કામે ભલે વલગે ભલેતે કામ કરે ભાવે-ખુદ૦

૧૦૩ હરીશ્ચંદ્ર

હોન દીલારામ તો કયા દીલકો આરામ.
દિલકો આરામ નતો જીનેસે કામ—હોન૦
આંખોને કાતીલ કે બરછી હય મારી,
મયેં બનકે મતવારી હું કાતિલ પરવારી.
હય જીસ બેજારી, લાચારી, લાચારી કયા૦

૧૦૪ ચતરા બકાવલી

જબકે કલંદર બન બન ફીરકર બનદર લેકર આતે હુયે,
તાલી બજાના નીસદીન પલછીન બંદરકા બતલાતે હુયે,
તુંને આકર કીયું દીખાયે મોહે બનદરવાકે ખેલ. (૨)
ભોલે ભાલે મનકો ન મોય તેરા ખેલ ઈનસાનાને,
કયેસે પાયા હુએવાનોકા મેલ...તુંને.

૧૦૫ લામન

મેરા ગમકા તરાના સુનીએ રીસાના અયેશાહ ઝીશાન
હુયેએ જમાના, દુશમન પુરાના સુનયે ફીસાના. અયે૦
આબીદ મેરા બાપથા ગયે જંગલમે હામાન.
મેહેરમેયે ઇસ્કી લાડલી મેરા ભાઇ મુજફ્ફર જાન,
મેરી માથી નાદીના દાનાયગાના સુનીયે રીસાના. અયે૦

૧૦૬ કુલીન કાંતા

નમું પદ ગીરજા પતીને
ચંદ્ર લલામ સદપદ તારૂં એકજ શરણ અમારૂં
પ્રેમધરી આપ દયા નિધી સન્મતીને નમું૦
ભસ્મ ધરી, શીર ગંગ શોભે ઉમીયાજી સંગ
મચે સંગીત રંગ, બને તાલ જરૂદંગ, ડોલે કંઠે ભુજંગ
રૂમક ઝુમક ઝુમ તાંડવ કરતાં મચ્યા અખંડ નેહ-પ્રેમ.

૧૦૭ જગતસીંહ

વીજુ વારે ચડોને મારીરે દીનદાસી કહે છે પુકારી
કષ્ટોને કાપી, સ્વામી સુખ આપી

આશ પુરો દયા દીલ ધારી-વીભુ૦
ભોગીને માટે જોગી વેશધારી મલુ મોહન મમ સુપકારી
સ્હાય તારી દે મોરારી, યાચે બાળા બીચારી-વીભુ૦

૧૦૮ કનકતારા

દશા આ શી થઇ મારી કરમની ગતી ન્યારી! દશા૦
રમતાં હતાં રાજ મહેલમાં વસતા સુખ મોજાર,
સેવામાં હાજર હતાં, દાશી દાસ હજાર,
ભોગવવી આજ લાચારી પડયો વનમાં હું આજારી;દશા૦
ફુલશઈયા પણ જેહને કઠણ લાગતી સ્હેજ,
સુતી છે પથ્થર તણી ધરતી ઉપર એજ.
મહારાજાની કુમારી દુઃખી છે બહેન મુજ પ્યારી. દશા૦
તરસ્યાં ભુખ્યાંને અમે દેતાં પાણી અન્ન,
ટલવળીએ આ વન વિષે ભુખ્યાં વિણ ભોજન,
પીવા મળતું નથી પાણી રહુ કેમ ધીર હું ધારી. દશા૦

૧૦૯ કૃષ્ણ ચરિત્ર

તુંહીં શ્યામ તુંહીં શ્યામ તુંહીરે,
હું તો નિરખું તુજને ઠામ ઠામ;
બસ તુંહીરે શ્યામ તુંહીં શ્યામ તુંહીં,
મનમાં જોયું, બાહેર જોયું
જોયું સકલ સંસાર,
આ બ્રહ્માંડની માલા જોઈ વળી;
પણ નહીં આવ્યો પાર,
સઘળે જ્યોતિ તારીરે............હું તો.
આ તનનો રંગ મહેલ બનાવ્યો,
મહીં ભર્યો દરબાર;
અનહદ વાજાં વાગી રહ્યાં કાંઇ,
જીવ રમે એકતાર;
ચમકિ જ્યોતિ તારીરે........ હું તો.

૧૧૦ રામ રતન

આલા ગોરીચાસણ અરે વાહ વાહ
દારૂ પીઉ ચામણુ અરે વાહ વાહ

ઘે બાટલી માતા, બાર બુંબા આતા
ધરી જાતાં જાતાં પીઉ વાહ વાહ
ધાલ દરીયા મધે ધાલ હોરી
ઘે હાથા મધી હાથ પોરી
સત ભામે વરી, પ્રીત કરી હરી,
તસી માઝાવરી, કરી વાહ વાહ — આલી.

૧૧૧ — કૃષ્ણ ચરિત્ર

અલીઓ ! અલબેલો કેમ નાવે !
બેભાન કરી સાન કાં ભુલાવે !-અલબેલો.
સેજ સમારી હું વાટ જોઈ રહી
પ્રીતમજી પણ ટવળાવે,
હવે હુંથી નહી રહેવાય
મન આકુળ વ્યાકુળ થાય, મતિ ભમી જતી;
છળ કરીને, છેતરીને એ,
કાં અલી અકળાવે !-અલબેલો

૧૧૨ — કૃષ્ણ ચરિત્ર

દાણ માગેરે દાણ માગે,
કાનો કાંકરી મારેતો મને વાગે છે-દાણ,
કાનો કીયા મલકનો દાણી.
મારી નવરંગ ચુદડી તાણી રે-દાણ,
કાનો કીયા જલાદનો સુબો,
મારી વાટડી રોકીને કાન ઉભો રે-દાણુણ,

૧૧૩ — અંબીકા વિજય,

મુગટ માજી તણે સીર શોભી રહયો,
શોભી રહયો મન લોભી રહયો. — મુગટ.

સાખી.

આરાસુર રળીઆમણું શોભા અપરંમપાર;
શોભા તેની શી કહું, કેતા ના આવે પાર,
અંબામાજી રમે ચાચર ચોકમાં
જેવો સુરજ ભાણ શોભી રહ્યો. — મુગટ.

બાહુ બાજુબંધ બેરખા, ઝાંજર છે પગ માંહ્ય;
સેવકો સરવે મળી, લળી લળી ગરબો ગાય.
માજીનું ધ્યાન ધરો, સેવક જન તમે;
અરજ હમારી માંડી, ઉરમાં ધરો. મુગટ

૧૧૪ રામ રતન

હરિ મારા નાવને પાર ઉતારો
ભોળાનાથ ભરૂંસો તમારો મારા
ભવસાગરનાં ભારે મોજાં, મધ્યાની અંધારી
પાપી પવન તોફાન જગાવે, નાથજી ઉગારો.મારા
સુકાની સ્વામી, અંધાર ન ભાળે લેખડે લેખાડે
બાંહ્ય ધરી બાનાનું પત રાખો બુડતાંને તારો.મારા

૧૧૫ રામ રતન

થાઓરે આશા સફળ સકળ મન માની
સત્વર શંકર ભોળો દે ભાળ બંધુ માની થાઓરે
દિવસ રેન રખવાળી કરી રહો
વિપદ, વિઘન ભય વિનાશીની ભવાની.

૧૧૬ કૃષ્ણચરિત્ર

બાઇરે શામળીઓ લાલ છે લટકાળો, રૂપાળો એતો
લાગે મતવાળો મને વ્હાલો—શામળીયો
છેડો મારો પકડે છબીલો,
છાનો રહી છોગાળો;
પેલો મધુરી મોરલીવાળો, રૂડો રઢીયાળો,
છબીલો રસીક નંદલાલો.
હું તો પરણી કાનડ કાળો—શામળીયો.

૧૧૭ રામ રતન

રૂપ રૂપ શું કરો મુરખ જન રૂપ ઉપરે મરે
ભાગ્ય જોગે કંઈ રોગ થાય તો રંગ રૂપ ક્યાં ઠરે
નથી હું રૂપતણી પ્યાસી, માત્ર હું ગુણની અભિલાષી.
કસ્તુરી છે કાળી તોપણ વખતે જીવન દે છે
સફેદ સોમલ સુરૂપવાન તે તુરત પ્રાણ હરી લે છે.—નથી હું

સુજાણ બાળા લક્ષ્મી વિણછે, રૂપ ગુણ સર્વ નકામું
સત્ય કહું તો લક્ષ્મી વિણછે જીવતર સર્વ નકામું
નથી લક્ષ્મી એની પાસે ફેરો ઝુઠ થા સુખની આશે.
ગુણની લક્ષ્મી ગુલામ થઇને સદા પાય સેવેછે
ગુણવિણ લક્ષ્મી કોઈની રહીના કોઇ પાસે નવ રહે છે.
લક્ષ્મી ઘર ઘર ફરનારી જેમ રખડે લંપટ નારી
કોઇ સબળ શત્રુ જાગે તો લક્ષ્મી લુંટી લે છે
ગુણ લુંટયો ના લુંટાયે એ મરતાં સાથ મરેછે—લક્ષ્મી.

૧૧૮ રામ રતન

શાણી સ્વિકારી મેં શાણી સ્વિકારી
થઇ મારી, થઈ મારી, પ્યારી પ્રાણધાર
વારી ગઇ, વારી ગઇ, વારી બલિહારી
થઈ દાસી તમારી હું હૈયાના હાર
હૈયે લપટાઓ,
અધીરાં ન થાઓ ધરમ બંધન થકી બંધાઓ
જગ કિરતાર છે જોનાર—શાણી.

૧૧૯ કૃષ્ણ ચરિત્ર.

મને રોકી રહ્યા શીદ વનમાંરે!
શીદ વનમાંરે. સખીજનમાંરે,
શું છે મનમાંરે! મને.
અલબેલા શો આવડો આડો!
દહી નથીરે નંદ ભુવનમાંરે?—મને
ગોરસ તારૂં લાગે મીઠું,
ટાઢક થાયે તનમાંરે—મને
ગોરસ કેરાં તે દાણ તે શાનાં?
લીધાં વેચાતાં વચનમાંરે—મને.

૧૨૦ હિરણ્યકશ્યપુ.

પ્રગટયો નિર્લજ કુળમાં પુત્ર વેરીને શેવીનેરે
નિર્લજ સુત તે મારો પાકયો,
અરિતણે જઇ પાગે લાગ્યો;

હાય હવે શું કરૂં કહોને ધારીનેરે.—
બાળ બુદ્ધિ છે એની માટે,
કહો શું શિક્ષાને છાજે?
દાઝ ચઢે છે મારૂં ખડગ કાઢીનેરે.—
સાહસ એવું રાય ન કીજે,
તકશીર તેની માફી દીજે;
વારૂં તમથી શહુછું વારીનેરે.—

૧૨૧

કરશો માં સાહસ સ્વામી
દુનીઆં નથી દીવાની
દેશે તમને દોગામી
જોશે તે કરશે જાણ (૩)—
ચુપ બોલશો માં પ્યારા
એ સુત કરે છે ચાળા
મારીશ હું અસિધારા
એ બાળ છે નાદાન. (૬)—
કઈ બાળ કુપાતર થાશે,
શું પિતા તેથી ધાશે.
પૃથ્વી કંઈ પ્રલે જાશે
જોશે તે કરશે જાણ. (૩)—

૧૨૨

કુંવર માનો આજે કહું જે વાત,
બાળક બુધ આવી ન કીજે, તાત કહે તે ઉર સો લીજે;
કરો શું આવી હઠ વાત.—
ટીલા વદો નહિ મુખ એવી વાણી.
કુળની વાત તાત તણી નથી જાણી
કરશી તમારી કંઈ ધાત—
જન્મ મરણ છે પ્રાણી માતરને,
નથી થયો કોઇ અમર આ ધરણે;
બને વીધિની લખા વાત.—

૧૨૩

નથી સ્નેહ દેખાતો કોઇ સ્વારથીઆને હૈયે,
નથી સ્નેહ દેખાતો કોઇ કુછંદીની સંગે
મરકટ કોટે મોતીની માળા છાજે કેટલી વારજો.
કુછંદી સ્વારથીઆ જોડે, સ્નેહ તેટલી વારજો,
સ્નેહ સ્થાન આ મિત્રને કહીએ,
ભેદ તેનો સમજાવી દઇએ,
કૃપા કરી આ મિત્રને કહીએ—
અવસર આવી મદદ કરે જે, સ્વારથ ન હોય સાથજો,
નિર્મળ સ્નેહ સ્થાનજ કહીએ, મેળવે શ્રી ભગવાનજો—
મિત્ર ભેદને સમજી લઇએ,
રાજા મિત્ર હવે મુજને દઇએ;
કૃપા કરી આ મિત્રને દઇએ ...

૧૨૪

પરમારથથી સાધોરે, સાથી પરગામનો હેજી.
પુન્ય સજો, પાપ તજો, તજો છળ તાપ હાં હાં.—
તજીને દાન મદ કામરે, તેથી તે તમે સુખ ભરશો—
રામ ભજો, સાથ સજો, ભજો ત્રિભુરાય હાં હાં
ભજી ધ્યોને જગનાથરે, તેથી તે તમે ભવ તરશો—
દુર તજો, ક્રૂરજનો, સજો સતસંગ હાં હાં;
મેર કરે પ્રતપાળ રે, તેથી તે તમે દુ:ખ ટળશો--

૧૨૫

મેં દિવાના શામકા મુજે કોઇના છેડોરે
મેં મસ્તાના લાલકા, મુજે કોઇના છેડોરે-
રામ ઝરૂખે બેઠકે સબકા મજરા લેત;
જેસી જીસકી ચાકરી એસા ઉન્કુ દેત;
તુલસી આ સંસારમાં ભાત ભાતકે લોક;
સબસે હીલમીલ ચાલીએ નદી નાવ સંજોગ.

૧૨૬

બહુ છકયો દીસે છે તુ બાળ, અસિતો તને આજ મારૂં રે.
કેમ નથી આવતી તને લાજ ,,

શું આરિતણું શરણું જનાર ! ,,
કેમ કરનાર તને એ છે સ્હાય !
કુષ્ટ હાખ તારો તે આધાર, ,,
ક્યાં રહે અવની આકાશ ? ,,
કેમ સંતાતો ફરે છે ઠાર ઠાર ! ,,
કેમ સમજે છે મુજને કાળ ? ,,
કુકર્મરે લોભી શું નાહરે
સુતધારા ભગ્ની નવ ધારે, દ્રવ્ય માટે વ્હાલાને મારે
ધરમથી નાજડરે.–
ધર્મ નિચ પોતાનો હારે, સ્વારથીઓ મિત્રો સંહારે.
જથી તે આઘે પળે—
ગુણહરામી તે જન થાએ, પણ ચોરી ચંડાળે જાએ

૧૨૭

જયકાર, જયકાર, જયકાર,
આર્ય ભુમિપરનો આવાર—
નિતિ વચનને નેક રાખીને
શુભ સત્ય મારગ પાળીને
કર્યો પુરો જયબાર—
ધ્રષ્ટ સુમતિ હરિ "હરિ"ને દઇને
રાખી લાજ પ્રભુ વા'રે ધઇને
કર્યો પ્રયોગનો પાર.

સમાપ્ત.

